

# ॥ श्रीउपदेशग्रंथावलि ॥

## ॥ अंक चमोतेरमो ॥

# ॥ श्रीव्यासभगवान्‌नो सिद्धांत ॥

[ १ ]

શ્રીવ્યાસભગવાન્‌નો સિદ્ધાંત, વા જીવ, જગ ત, ઈશ્વર, બ્રહ્મ, મોક્ષ ને મોક્ષનાં સાધનોવિશે તેઓશ્રીના અંતઃકરણનો અંતિમ અભિપ્રાય વો હોવો જોઇએ તેનો નિર્ણય, તેમના પૂર્વાચાર્યોનાં વચનોથી ને ઓનાં પોતાનાં બ્રહ્મસૂત્રોમાંનાં ને મહાભારતાદિમાંનાં વચનોથી જાણી કાય. શ્રીવ્યાસભગવાન્‌ની આચાર્યપરંપરા વેદાંતસંપ્રદાયવેત્તાઓ ીચેના સુપ્રસિદ્ધ શ્લોકથી નીચે પ્રમાણે કહે છે:—

---

.૧૯૮૫ (શક ૧૮૫૦) કાર્તિકસુદિ પૂર્ણિમા. આવૃત્તિ પહેલી. પ્રત ૨૨૦૧
જનાર:—બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીમન્ નથુરામશર્મા. બીલખા. કાઠિઆવાડ.
જિજ્ઞાસુઓને મનન કરવામાટે વિનામૂલ્યે આપવા પ્રકટ કરનાર
**પંડિત મણિશંકર પ્રભાશંકર. ખંભાત—ગુજરાત.**

---

અમદાવાદ.—પીરમશારોડઉપર ધી નિર્મળ પ્રિન્ટીંગ પ્રેસમાં
શિવપ્રસાદ લલ્લુભાઇ ત્રિવેદીએ છાપ્યું.

"नारायणं पद्मभवं वसिष्ठं शक्तिं च तत्पुत्रपराशरं च। व्यासं०"

( નારાયણને, બ્રહ્માને, વસિષ્ઠને, શક્તિને, તેમના પુત્ર પરાશરને અને વ્યાસને તથા તેમના શિષ્યપ્રશિષ્યને હું પ્રણામ કરું છું. )

ઉપરના શ્લોકમાં **શ્રીવ્યાસજીના** સદ્‌ગુરુ **શ્રીપરાશર, શ્રીપરા**-શરના સદ્‌ગુરુ **શ્રીશક્તિમુનિ, શ્રીશક્તિમુનિના** સદ્‌ગુરુ **શ્રીવસિષ્ઠમુનિ, શ્રીવસિષ્ઠમુનિના** સદ્‌ગુરુ **શ્રીબ્રહ્મા** ને **શ્રીબ્રહ્માના** સદ્‌ગુરુ **શ્રીનારાયણ** કહ્યા છે. ભગવાન્ નારાયણનો અભિપ્રાય તેમના નિઃશ્વાસરૂપ ચાર વેદોથી વિદ્વાન્ પુરુષો જાણી શકે. ચાર વેદોમાં મનુષ્યોનાં અંતઃકરણો-ની યોગ્યતાનો વિચાર કરી તેમના અભ્યુદય ને નિઃશ્રેયસમાટે સકામકર્મનો, નિષ્કામકર્મનો, ઉપાસનાનો—સગુણબ્રહ્મની ને નિર્ગુણ-બ્રહ્મની ભક્તિનો—અને જીવના, જગતના ને ઈશ્વરના વાસ્તવિક-સ્વરૂપનો અર્થાત્ પરમતત્ત્વના જ્ઞાનનો અને તેનાં સાધનોનો ઉપદેશ છે એમ શાસ્ત્રજ્ઞપુરુષો કહે છે, ને જાણે છે. વેદોના સંહિતા-ભાગનું **શ્રીસાયણ**ચાર્યનું ભાષ્ય વર્તમાનમાં મળી શકે છે, તેની પહેલાંનું વેદોના સંહિતાભાગનું કોઈ ભાષ્ય વર્તમાનમાં મળી શકતું નથી. વેદોના અગત્યના બ્રાહ્મણભાગપર તથા આરણ્યકભાગપર પણ **શ્રીસાયણાચાર્યનાં** ભાષ્યો મળે છે. વેદોની અગત્યની પ્રાચીન ઉપનિષદોપર **શ્રીશંકરાચાર્યનાં, શ્રીરામાનુજાચાર્યનાં** ને અન્ય વિદ્વાનોનાં ભાષ્યો ને કેટલાક સમર્થ વિદ્વાનોની ટીકાઓ મળી શકે છે. વેદોના સંહિતા—મંત્ર—ભાગમાં, બ્રાહ્મણભાગમાં ને આરણ્યકભાગમાં સકામ-કર્મનો, નિષ્કામકર્મનો ને ઉપાસનાનો જે ઉપદેશ છે તે ઉપદેશમાં પ્રાયશઃ વિદ્વાનોનો બહુ મતભેદ જણાતો નથી, પણ ઉપનિષદોમાં જે ઉપાસનાઓનો ને બ્રહ્મસ્વરૂપનો તથા તેનાં સાધનોનો ઉપદેશ છે

તેના સંબંધમાં વેદને પ્રમાણ માનનારા વિદ્વાનોનો મતભેદ જણાય છે. કેટલાક વિદ્વાનો કહે છે કે:–જીવ અણુ છે, ને પરમાત્માના અંશરૂપ છે, જગત્ જડરૂપ છે, અને જીવોના ને જગતના નિયામક પરમાત્મા છે; કેટલાક વિદ્વાનોને મતે જીવ અને જગત્ પરમાત્માના શરીરરૂપ છે, અને પરમાત્મા તેના શરીરી છે, ને તે ત્રણે અનાદિ અનંત છે; કેટલાક વિદ્વાનોને મતે જીવ ને જગત્ પરમાત્માના અવિકારિપરિણામરૂપ છે; ને તેથી તે અનાદિઅનંત છે; અને કેટલાક વિદ્વાનોને મતે જીવ, જગત્ ને ઈશ્વિર બ્રહ્મના વિવર્તરૂપ હોવાથી બ્રહ્મ-સ્વરૂપજ છે. તેમને મતે જીવ, જગત્ ને ઈશ્વર અનાદિ છતાં સાંત એટલે જ્ઞાનકાલે તેમનું તે કલ્પિત સ્વરૂપ દૂર થઇ જઈ તે બ્રહ્મસ્વરૂપ થઇ જનારાં છે. તેમણે જણાવેલા જીવના ને જગતના સ્વરૂપમાં જે મતભેદ છે તે બાજુએ રાખીએ ને માત્ર ઈશ્વિરના સ્વરૂપમાં જે મતભેદ છે તે વિચારીએ તો કેટલાક વિદ્વાનો ઈશ્વિરને સગુણસાકાર માનનારા છે, અને કેટલાક વિદ્વાનો વ્યવહારપક્ષે ઈશ્વિરને સગુણસાકાર માનનારા ને પરમાર્થપક્ષે તેમના વાસ્તવિકસ્વરૂપને નિર્ગુણનિરાકાર માનનારા છે. એ બંને પ્રકારના વિદ્વાનોને પોતપોતાના મતને પુષ્ટિ આપનારાં વચનો ઉપનિષદોમાં મળે છે, એટલે ભગવાન્ નારાયણનો અભિપ્રાય એ બંને પ્રકારના વિચારને અનુકૂલ હોવાનું અનુમાન થાય, પણ તેમાં કયું પ્રતિપાદન અધિકારિભેદે મુખ્ય ને કયું પ્રતિપાદન અધિકારિભેદે ગૌણ છે એ નિશ્ચયપૂર્વક ન કહી શકાય.

વેદોનો આવિર્ભાવ એટલે તેના અમુક અમુક ભાગનું દર્શન ભગવાન્ બ્રહ્માના સંકલ્પથી જે જે પવિત્ર ને સ્થિર અંતઃકરણવાળા ઋષિઓના અંતઃકરણમાં થયું તે તે ઋષિઓ તે તે વેદભાગના દ્રષ્ટા કહેવાયા. આમ હોવાથી ઉપર જે ભગવાન્ નારાયણના

અભિપ્રાયનું અનુમાન કર્યું તેવુંજ અનુમાન ભગવાન્ બ્રહ્માના અભિપ્રાયના સંબંધમાં પણ થઇ શકે.

ભગવાન્ વસિષ્ઠનો અભિપ્રાય તેમના વાસિષ્ઠધર્મશાસ્ત્રપરથી મનુષ્યોએ પ્રથમ પોતપોતાના વર્ણના ને આશ્રમના ધર્મોનું શ્રદ્ધા, પ્રીતિ ને સાવધાનતાથી પરિપાલન કરી પોતપોતાના અંતઃકરણની શુદ્ધિ ને સ્થિરતા કરી પછી પોતાના ને પરમાત્માના સ્વરૂપને જાણવાનો પ્રયત્ન કરવો એવો જણાય છે. ભગવાન્ વાલ્મીકિએ પોતાના યોગવાસિષ્ઠનામના ગ્રંથમાં શ્રીવસિષ્ઠભગવાનનો અભિપ્રાય જીવ, જગત ને ઈશ્વરનું વાસ્તવિકસ્વરૂપ બ્રહ્મજ છે એવો ઘણા વિસ્તારથી અત્યંત સ્પષ્ટપણે જણાવ્યો છે, એટલે તેમના અભિપ્રાયપ્રમાણે આ સર્વ દૃશ્ય વસ્તુતાએ નિર્ગુણનિરાકાર બ્રહ્મરૂપજ છે એવો નિશ્ચય થાય છે.

શ્રીશક્તિમુનિનો જીવઈશ્વરાદિવિષેનો અભિપ્રાય જાણવાને તેમના ગ્રંથરૂપ કોઇ સાધન જાણવામાં આવ્યું નથી, એટલે જીવ, જગત્ ને ઈશ્વરના સ્વરૂપના સંબંધમાં તેમનો અભિપ્રાય કેવો હશે તે નક્કી કરીને કહી શકાય નહિ, માત્ર એવું અનુમાન થઇ શકે કે તેમનો અભિપ્રાય તેમના પિતા ભગવાન્ વસિષ્ઠમુનિના જેવો હશે.

ભગવાન્ પરાશરનો અભિપ્રાય તેમના નામથી પ્રસિદ્ધ પરાશરસ્મૃતિપરથી વા પરાશરસંહિતાપરથી જાણવાનો પ્રયત્ન કરીએ તો આરંભમાં મનુષ્યે પોતપોતાના વર્ણના ને આશ્રમના શાસ્ત્રોક્ત ધર્મોનું યથાવિધિ પરિપાલન કરી એટલે શાસ્ત્રે કહેલા સદાચારનું શ્રદ્ધા, ઉમંગ ને જાગૃતિથી પરિપાલન કરી પોતપોતાના અંતઃકરણની શુદ્ધિ ને સ્થિરતા પ્રાપ્ત કરવી એવો જણાય છે. જીવ, જગત્ ને ઈશ્વરના સ્વરૂપના સંબંધમાં તેમનો અભિપ્રાય કેવો હશે તે તેમનાં તેને લગતાં વચનોની પ્રાપ્તિને અભાવે નિશ્ચયરૂપે કહી શકાય નહિ.

એવી રીતે ભગવાન્ વ્યાસના સમર્થ પૂર્વાચાર્યોના સિદ્ધાંતના સંબંધમાં સંક્ષેપમાં વિચાર કર્યો. વ્યાસભગવાનનો અભિપ્રાય પણ તેઓના પૂર્વાચાર્યોપ્રમાણેજ હોવો જોઇએ એવું અનુમાન થઇ શકે છે, છતાં તેમનાં પોતાનાં વચનોથી ને તેમના પ્રતિપક્ષીઓનાં વચનોથી તેમનો પોતાનો સિદ્ધાંત કેવો પ્રતીત થાય છે તે વિવેકીએ શાંતચિત્તે વિચારવું જોઇએ. તેમાં પ્રથમ બ્રહ્મસૂત્રોમાંનાં–વેદાંતદર્શનમાંનાં–તેમનાં વચનોથી ને પછી તેમના પ્રતિપક્ષીઓનાં તેમના ગ્રંથમાંનાં વચનોથી તેમનો સિદ્ધાંત કેવો હોવો જોઇએ તેવિષે વિચાર કરાય છે. પક્ષપાતનો પરિત્યાગ કરી વ્યાસભગવાનના સિદ્ધાંતને તથા પરમતત્ત્વને જાણવા ઇચ્છનાર શાસ્ત્રજ્ઞોએ, સામાન્ય જિજ્ઞાસુઓએ અને કુતૂહલી લૌકિક જનોએ તે ઉપર શાંતચિત્તે તટસ્થભાવે વિચાર કરવો ઉચિત છે.

[1]પરમદયાળુ ભગવાન્ નારાયણ ( સર્વ પ્રાણીઓનાં હૃદયમાં અંતર્યામિરૂપે રહેલા પરમાત્મા ) સર્વ લોકોના અનુગ્રહમાટે આ ભરતખંડમાં વ્યાસરૂપે આવિર્ભાવ પામ્યા હતા. તેમણે પરસ્પર વિરુદ્ધપણાવડે પ્રતીત થતાં ઉપનિષદ્વાક્યોનો વાસ્તવિક અર્થ જાણવામાં અસમર્થ એવા સામાન્યબુદ્ધિવાળા મનુષ્યોને જોઇ તે સર્વના સ્પષ્ટાર્થ સમજાવવા સર્વ ઉપનિષદોના મુખ્યતાત્પર્યના નિર્ણયદ્વારા પરમપુરુષાર્થના સાધનીભૂત પરમતત્ત્વના દૃઢ નિશ્ચયમાટે તે ઉપનિષદોના મુખ્યતાત્પર્યને જણાવનારું ચાર અધ્યાયવાળું, પ્રત્યેક અધ્યાયના ચાર ચાર પાદવાળું, ૧૯૨ અધિકરણવાળું અને "**अथातो ब्रह्मजिज्ञासा**" એ સૂત્રથી આરંભાતું ને "**अनावृत्तिः शब्दात्**" એ સૂત્ર પૂરું

---

૧ અહીંથી ઘણો ખરો ભાગ પ્રાયશઃ પંડિત શ્રીઅપ્પય્યદીક્ષિતના વ્યાસતાત્પર્યનિર્ણયનામના સંસ્કૃત લેખને અવલંબીને લખાયો છે.

થનું ૫૫૫[૨] સૂત્રોવાળું વેદાંતદર્શન (બ્રહ્મસૂત્ર) રચ્યું. આ પ્રસંગ શ્રીશિવપુરાણમાં રુદ્રસંહિતાવિષે નીચે જણાવેલી રીતે કહ્યો છેઃ—

“ स च नारायणस्यांशो भगवान् बादरायणः ।
दृष्ट्वा मन्दमतीन्मर्त्यान्कृपया परयान्वितः ॥ १ ॥
वेदान्तार्थस्तु सर्वेषां नाना भाति न चैकधा ।
अतस्तेन कथं ब्रह्म जानात्यल्पमतिः पुमान् ॥ २ ॥
इति संचिन्त्य मतिमान् पुनः कारुणिकोत्तमः ।
सूत्रयामास वेदान्तवाक्यार्थं शंकराज्ञया ॥ ३ ॥ ”

**ભાવાર્થઃ**—ભગવાન્ નારાયણના અંશરૂપ તે **વ્યાસભગવાન્** મંદબુદ્ધિવાળા મનુષ્યોને જોઇને પરમદયાવાળા થયા. સાધારણમતિવાળા સર્વે મનુષ્યોને ઉપનિષદોનો અર્થ ભિન્ન ભિન્ન પ્રકારનો જણાય છે, સર્વને એક પ્રકારનો જણાતો નથી. આમ હોવાથી તે ઉપનિષદોવડે મંદબુદ્ધિવાળો પુરુષ બ્રહ્મના સ્વરૂપને શી રીતે જાણી શકે? આવો વિચાર કરીને પછી બુદ્ધિમાન્ ને પરમકારુણિક **વ્યાસભગવાને** ભગવાન્ શંકરની આજ્ઞાવડે ઉપનિષદોનાં વાક્યોના વાસ્તવિક **અર્થોને** બ્રહ્મસૂત્રોવડે પ્રકટ કર્યા. ૧-૩

ઉપનિષદોના તાત્પર્યનો નિર્ણય કરવામાટે લખાયેલાં એ વેદાંત-સૂત્રો—બ્રહ્મસૂત્રો—સામાન્યબુદ્ધિવાળાને સ્પષ્ટ સમજાય એવાં ન હોવાથી **શ્રીશંકરાચાર્યે**, **ભટ્ટભાસ્કરે**, **શ્રીકુંદાચાર્યે**, **શ્રીયાદવપ્રકાશે**, **શ્રીરામાનુજાચાર્યે**, **શ્રીમધ્વાચાર્યે** અને **શ્રીવલ્લભાચાર્યે** તથા **બીજા** વિદ્વાનોએ તે બ્રહ્મસૂત્રોપર પોતપોતાના ઇચ્છિત મતને અનુસરી ભાષ્યો રચ્યાં

---

૨ સૂત્રોની આ સંખ્યા **શ્રીશાંકરભાષ્યાનુસાર** છે. બીજા આચાર્યો સૂત્રની સંખ્યા ન્યૂનાધિક માને છે.

છે. તેમાં **શ્રીશંકરાચાર્યે** જીવનો ને બ્રહ્મનો અભેદ સ્વાભાવિક ને પારમાર્થિક છે, અને તે બંનેનો ભેદ ઉપાધિએ કરેલો ને વ્યાવહારિક છે એમ જણાવ્યું છે. **ભટ્ટભાસ્કરે** જીવનો ને બ્રહ્મનો અભેદ સ્વાભાવિક ને પારમાર્થિક છે, ને તેમનો ભેદ ઉપાધિએ કરેલો છતાં પણ વ્યાવહારિક નથી, કિંતુ પારમાર્થિક છે એમ જણાવ્યું છે. **શ્રીયાદવપ્રકાશને** મતે જીવનો ને બ્રહ્મનો ભેદ ને અભેદ બંને સ્વાભાવિક છે. **શ્રીકુંદાચાર્યે** ને **શ્રીરામાનુજાચાર્યે** જીવનો ને બ્રહ્મનો ભેદ સ્વાભાવિક કહી જીવ એ વિશેષણરૂપ ને બ્રહ્મ એ વિશેષ્યરૂપ છે એમ માન્યું છે. **શ્રીમધ્વાચાર્યને** મતે જીવનો ને બ્રહ્મનો ભેદ સ્વાભાવિક છે. **શ્રીવલ્લભાચાર્યને** મતે જીવનો ને બ્રહ્મનો ભેદ સ્વાભાવિક છતાં પણ જીવો પૂર્ણપુરુષોત્તમરૂપ બ્રહ્મના અંશરૂપ હોવાથી તે જીવોનો ઘણે અંશે બ્રહ્મથી અભેદ છે.

આ આચાર્યોએ જણાવેલા મતોમાંથી કયો મત વેદાંતસૂત્રોને વધારે બંધબેસતો છે તેનો વિવેકપૂર્વક નિર્ણય કરવો જોઇએ. જો એ નિર્ણય થાય તો જિજ્ઞાસુ મનુષ્ય સુલભરીતે નિઃશ્રેયસની પ્રાપ્તિ કરવા સમર્થ થઇ શકે. આવા હેતુને ધ્યાનમાં રાખીનેજ **શ્રીસ્કંદપુરાણમાં** નીચેના ભાવનું કથન કર્યું છે:—

" હે દ્વિજો ! તમે આ વૈદિકમાર્ગનું લોકોમાં પ્રયત્નપૂર્વક સ્થાપન કરો, કેમકે વૈદિકમાર્ગનું લોકોમાં સ્થાપન કરવાથી પૃથિવીપર સઘળું સુસ્થિર થશે." "જે પુરુષ પોતે સમર્થ વિદ્વાન્ નહિ છતાં પણ વેદપ્રતિપાદિત માર્ગનું લોકોમાં સ્થાપન કરવામાટે કેવલ શ્રદ્ધાથી પ્રેરાઇ પ્રયત્ન કરે છે તે પુરુષ પણ સર્વ પાપસંસ્કારોથી સારી રીતે મોકળો થઇ અંતે બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન મેળવવા સમર્થ થાય છે."

હવે કોઇ એમ કહે કે:—" હે મહામુને ! પ્રત્યેક દ્વાપરયુગમાં

વ્યાસરૂપે વિષ્ણુભગવાન્ તથા પોતાના ચાર શિષ્યોસહિત શ્રીશંકર અવતરશે," એ પુરાણના વચનથી શ્રીશંકરાચાર્ય શ્રીશંકરભગવાનના અવતારરૂપ છે એમ જણાય છે, અને શ્રીશંકરાચાર્યે બ્રહ્મસૂત્રોપરનું પોતાનું શારીરકભાષ્ય શ્રીસૂતસંહિતાને અનુસરીને કરેલું છે એવું પુરાણમાં જણાવેલું હે.વાથી શ્રીશંકરાચાર્યે માનેલો કેવલાદ્વૈતમતજ શ્રીવ્યાસભગવાનના સિદ્ધાંતરૂપ હોવો જોઇએ, એટલે હવે તેવિષે વિશેષ વિચાર કરવાની કાંઈ અગત્ય રહેતી નથી. ત્યાં જણાવવાનું કે શ્રીરામાનુજાચાર્યના મતને પ્રમાણરૂપ માનનારા મનુષ્યો શ્રીરામાનુજાચાર્યને શેષભગવાનના અવતારરૂપ માને છે, શ્રીમધ્વાચાર્યના મતને પ્રમાણરૂપ માનનારા મનુષ્યો શ્રીમધ્વાચાર્યને વાયુના અવતારરૂપ માને છે, શ્રીવલ્લભાચાર્યના મતને પ્રમાણરૂપ માનનારા મનુષ્યો શ્રીવલ્લભાચાર્યને અગ્નિના અવતારરૂપ માને છે, અને ભટ્ટભાસ્કરના મતને પ્રમાણરૂપ માનનારા, શ્રીયાદવપ્રકાશના મતને પ્રમાણરૂપ માનનારા ને શ્રીકુંદાચાર્યના મતને પ્રમાણરૂપ માનનારા પોતપોતાના આચાર્યને કોઇ એક દેવના અવતારરૂપ માને છે. એવી રીતે બ્રહ્મસૂત્રોપર ભાષ્ય લખનારા આચાર્યોને તેમના અનુયાયીઓ ઇશ્વરના કે દેવના અવતારરૂપ માનતા હોવાથી પોતપોતાના આચાર્યે લખેલું ભાષ્યજ બ્રહ્મસૂત્રોના વાસ્તવિક અર્થને જણાવનારું છે, ને અન્ય આચાર્યોનાં ભાષ્યો બ્રહ્મસૂત્રોના વાસ્તવિક આશયને જણાવનારાં નથી એમ કહે છે, તેથી કયા આચાર્યનું ભાષ્ય બ્રહ્મસૂત્રોના અભિપ્રાયને યથાર્થ અનુસરનારું છે તે વિવેકી મનુષ્યે નિષ્પક્ષપાતપણે પ્રમાણોથી ને યુક્તિઓથી વિચારવું જોઇએ. એવો વિચાર કરતાં જે આચાર્યનું ભાષ્ય બ્રહ્મસૂત્રોના અભિપ્રાયને યથાર્થ જણાવનારું સિદ્ધ થાય તે ભાષ્યમાં જણાવેલો સિદ્ધાંતજ શ્રીવ્યાસભગવાનનો સિદ્ધાંત છે એમ નક્કી કરી શકાય.

મુમુક્ષુઓનાં અંતઃકરણોની સ્થિતિ તેમનાં અંતઃકરણોમાંના સંસ્કારોની ને સંગની ભિન્નતાવડે ભિન્ન ભિન્ન પ્રકારની હોવાથી પ્રત્યેક આચાર્યનું ભાષ્ય અમુક અમુક પ્રકારના અધિકારીઓને પરમાર્થમાં આગળ વધવામાટે ભલે ઉપયોગી હોય, ને તેટલે અંશે ભલે તે પ્રમાણરૂપ પણ હોય, પણ તેથી તેજ ભાષ્ય બ્રહ્મસૂત્રોના મુખ્ય અભિપ્રાયને નિર્દોષરીતે જણાવનારું છે એમ કહી શકાય નહિ. એકબીજાથી વિરોધવાળા અર્થનું પ્રતિપાદન કરનારાં બ્રહ્મસૂત્રોપરનાં અનેક ભાષ્યો જોઈને મંદ-બુદ્ધિવાળા મનુષ્યોને **શ્રીવ્યાસ**ભગવાનનો સિદ્ધાંત સ્પષ્ટ સમજાય નહિ, ને તેમના મનમાં તેના સંબંધમાં ન્યૂનાધિક શંકાજ રહે, ને તેમની એ શંકા તેમની પારમાર્થિક શુભપ્રવૃત્તિને રોકનારી થાય, માટે એ શંકાના નિરાકરણમાટે **શ્રીવ્યાસ**ભગવાનનો સિદ્ધાંત વિવેકી જિજ્ઞાસુએ સ્પષ્ટ સમજવો જોઇએ.

**શ્રીશં**કરાચાર્યજીનું શારીરકભાષ્ય પ્રધાનપણે શ્રુતિઓને અને ગૌણ-પણે સૂતસંહિતા, સ્મૃતિઓ ને પુરાણોને પ્રમાણ માની **શ્રીવ્યાસ**ભગવાન્-નો બ્રહ્મસૂત્રોમાંનો અભિપ્રાય સ્પષ્ટ કરવા પ્રયત્ન કરે છે, અને **શ્રીરા**માનુજાચાર્યાદિનાં શ્રીભાષ્યાદિ, બોધાયનસ્મૃતિ ને પુરાણોને પ્રધાન-પણે અને તેને અનુસરતી શ્રુતિઓને ગૌણપણે પ્રમાણ માની **શ્રીવ્યાસ**-ભગવાનનો બ્રહ્મસૂત્રોમાંનો અભિપ્રાય સ્પષ્ટ કરવા પ્રયત્ન કરે છે. પૂર્વમીમાંસામાં શ્રુતિવાક્યોનો અર્થ કરવામાં અમુકના કરતાં અમુકને વધારે બલવાન્ માનવું એવી જે બલાબલની મર્યાદા બાંધી છે તે મર્યાદાને ન્યૂનાધિક અંશે અનુસરીને તથા ઉપક્રમોપસંહારની એકતા આદિ શ્રુતિના તાત્પર્યનો નિર્ણય કરનારાં છ લિંગોને ન્યૂનાધિક અંશે અવ-લંબીને પ્રત્યેક ભાષ્યકારે પોતપોતાનો કરેલો બ્રહ્મસૂત્રોનો અર્થજ યથાર્થ છે, અને બીજાઓએ કરેલો તે બ્રહ્મસૂત્રોનો અર્થ યથાર્થ નથી,

એમ પોતપોતાના ભાષ્યમાં ન્યૂનાધિક અંશે સ્પષ્ટરીતે જણાવેલું છે તેથી તે આચાર્યોમાંના ક્યા આચાર્યનો અભિપ્રાય બ્રહ્મસૂત્રોના અભિપ્રાયને પ્રધાનપણે અનુસરતો છે તે વિવેકી મનુષ્યે શાંતચિત્તે તટસ્થભાવે વિચારવું જોઇએ.

કોઇ પણ શાસ્ત્રીય વિષયનો નિર્ણય જો એકલી શ્રુતિઓવડે વા સ્વતંત્ર યુક્તિઓવડે વા શ્રુતિને અનુસરનારી યુક્તિઓવડે બહુધા થઇ શકે છે, તો પછી **શ્રીવ્યાસભગવાન**ના સિદ્ધાંતનો નિર્ણય પણ માત્ર શ્રુતિઓવડે વા સ્વતંત્ર યુક્તિઓવડે કિંવા શ્રુતિઓને અનુસરનારી યુક્તિઓવડે કેમ ન થઇ શકે? એમ શંકા થાય તો તેના સંબંધમાં કહેવાનું કે શ્રુતિઓ અધિકારભેદે ભિન્ન ભિન્ન પ્રકારનો ઉપદેશ કરતી જણાય છે. કેટલીક શ્રુતિઓ જીવનો ને બ્રહ્મનો સ્પષ્ટ અભેદ બોધે છે, જેવી કે "**प्रज्ञानं ब्रह्म**" (જીવ બ્રહ્મ છે,) "**अहं ब्रह्मास्मि**" (હું બ્રહ્મ છું,) "**तत्त्वमसि**" (તે સત્-બ્રહ્મ-તું છે,) "**अयमात्मा ब्रह्म**" (આ આત્મા બ્રહ્મ છે,) "**सर्वं खल्विदं ब्रह्म**" (આ સર્વ નિશ્ચય બ્રહ્મ છે,) "**एकमेवाद्वितीयं ब्रह्म**" (એકજ અદ્વિતીય બ્રહ્મ છે,) "**आत्मैवेदं सर्वं**" (આત્માજ આ સર્વ છે,) અને "**आनन्दो ब्रह्म**" (આનંદ બ્રહ્મ છે,) ઇત્યાદિ; અને કેટલીક શ્રુતિઓ જીવના ને બ્રહ્મના ભેદને પણ જણાવે છે, જેવી કે "**पृथगात्मानं प्रेरितारं च मत्वा**" (જીવાત્માને પ્રેરણા કરનાર જીવથી ભિન્ન પરમાત્માને જાણીને,) અને "**द्वा सुपर्णा सयुजा**" (સારી પાંખવાળા ને સાથે રહેલા બે પક્ષીઓ) ઇત્યાદિ. એવી રીતે બંને પ્રકારની શ્રુતિઓનો સદ્ભાવ હોવાથી એકલી શ્રુતિઓનો આશ્રય કરીને મંદમતિવાળા મનુષ્યોથી **શ્રીવ્યાસ**ભગવાનના સિદ્ધાંતનો સ્પષ્ટ નિર્ણય થઇ શકે એમ જણાતું નથી.

શાસ્ત્રનિરપેક્ષ સ્વતંત્ર યુક્તિઓથી પણ **શ્રીવ્યાસભગવાનનો** સિદ્ધાંત અમુકપ્રકારનોજ હોવો જોઇએ એવો નિશ્ચય થઇ શકવો કઠિન જણાય છે. " **नैषा तर्केण मतिरापनेया** " ( આ આત્મજ્ઞાનરૂપ બુદ્ધિ જિજ્ઞાસુથી માત્ર તર્કવડે પ્રાપ્ત કરી શકાય એવી નથી,) [અતર્કવડે આ આત્માનુભવરૂપ મતિ જિજ્ઞાસુથી પ્રાપ્ત કરી શકાય એવી નથી એવો અર્થ પ્રકરણથી વિરુદ્ધ હોવાથી ઉપેક્ષા કરવાયોગ્ય છે.] એ શ્રુતિ, " **तर्काप्रतिष्ठानात्०** " ( તર્કની અસ્થિરતા હોવાથી,) એ વેદાંતસૂત્ર અને "**यत्नेनानुमितोऽप्यर्थः कुशलैरनुमातृभिः । अभियुक्ततरैरन्यैरन्यथैवोपपाद्यते ॥** " ( યુક્તિનિપુણ અનુમાન કરનારાઓએ પ્રયત્નવડે અનુમાનથી નક્કી કરેલો અર્થ પણ અનુમાન કરવામાં તેમનાથી વધારે નિપુણ બીજા પુરુષોવડે બીજા પ્રકારનોજ પ્રતિપાદન કરાય છે,) એ વૃદ્ધવચનરૂપ પ્રમાણોવડે શુદ્ધ ને સ્થિર અંતઃકરણવાળા સદ્ગુરુભક્તને કેવલ ઉપનિષદોનાં વચનોથીજ અનુભવનો વિષય થઇ શકે એવા સૂક્ષ્મતમ બ્રહ્મસ્વરૂપના નિશ્ચયમાં સ્વતંત્ર યુક્તિરૂપ સાધનનું નિરસન કરવામાં આવ્યું છે, તેથી શાસ્ત્રનિરપેક્ષ એકલી સ્વતંત્ર યુક્તિઓવડે **શ્રીવ્યાસભગવાનનો** સિદ્ધાંત અમુકપ્રકારનોજ છે એવો નિશ્ચય કરી શકાય એમ જણાતું નથી.

શ્રુતિઓને અનુસરતી યુક્તિઓવડે વિચાર કરતાં પણ **શ્રીવ્યાસ**ભગવાનના સિદ્ધાંતનો સ્પષ્ટ નિશ્ચય કરી શકાતો નથી, કેમકે ઉપર જણાવેલા સર્વ આચાર્યો પોતપોતાના માનેલા મતને સિદ્ધ કરવામાટે પોતે જે જે શ્રુતિઓને મુખ્યપ્રમાણરૂપ માને છે તેને અનુસરતી લૌકિક ને શાસ્ત્રીય યુક્તિઓ પણ તેઓ જણાવે છે.

હવે કોઇ એમ કહે કે:-જો એકલી શ્રુતિઓથી, એકલી સ્વતંત્ર યુક્તિઓથી ને શ્રુતિઓને અનુસરતી યુક્તિઓથી **વ્યાસભગવાનનો**

સિદ્ધાંત નક્કી ન થઇ શકતો હોય તો પછી કોઇ ધર્માનુરાગી શ્રદ્ધા-સંપન્ન વેદાનુયાયી મહારાજાપાસે કોઇ વેદાદિ શાસ્ત્રોને જાણનાર પ્રતિભાશાલી મધ્યસ્થ પુરુષને રાખી જીવબ્રહ્મના અભેદને માનનારા તથા જીવબ્રહ્મના ભેદને માનનારા વિદ્વાનોપાસે “ આ મધ્યસ્થ મહા-પુરુષ અમારું કહેવું બરાબર સાંભળી પછી ‘ શ્રીવ્યાસભગવાન્નો સિદ્ધાંત અમુકપ્રકારનો છે એમ હું નિર્ણય કરું છું’ એમ કહી જે નિર્ણય આપે તે નિર્ણય સ્વીકારવાની અમે પ્રતિજ્ઞા કરીએ છીએ, ” એવી તેમની પાકી કબુલત પ્રથમ લઇ પછી તેમના મતને સિદ્ધ કરવામાટે શાસ્ત્રનાં જે જે પ્રમાણો ને જે જે યુક્તિઓ તેમની પાસે હોય તે સર્વ તેમની પાસે નિવેદન કરાવવાં, એટલે યોગ્યસમયસુધી તે સર્વનું કહેવું મધ્યસ્થ-ભાવે સાંભળી લઇ પછી તે મધ્યસ્થ પુરુષ વ્યાસભગવાન્નો જે સિદ્ધાંત નક્કી થાય તે સર્વ વાદીઓને ને શ્રોતાઓને જણાવે. આમ કરવાથી વ્યાસભગવાન્નો સિદ્ધાંત સર્વ સાધારણ બુદ્ધિવાળાઓને પણ સ્પષ્ટ સમજવામાં આવી જશે. તો તેના સમાધાનમાં કહેવાનું કે:—આવો પ્રયત્ન પણ નીચે જણાવેલાં કારણોથી સફલ થવાનો સંભવ જણાતો નથી. પ્રથમ તો વેદને પરમપ્રમાણ માનનારા ધર્માનુરાગી શ્રદ્ધાસંપન્ન મહારાજા મળવા અશક્ય છે. માનો કે કદાચ તેવા મહારાજા મળ્યા તો મધ્યસ્થનું કામ કરી શકે એવા શ્રદ્ધાલુ, પ્રામાણિક, વેદાદિશાસ્ત્ર જાણનારા ને સર્વ વાદીઓએ જેમને મધ્યસ્થ માનેલા હોય એવા વિદ્વાન્ મળી શકવા દુર્લભ છે. જે પુરુષ વાદ કરનારાઓમાંના કોઇના મતમાં ન હોય, વા વાદ કરનારાઓમાંના કોઇના મતના પક્ષપાતી ન હોય તથા વાદીઓ પોતપોતાના તરફથી જે જે પ્રમાણો ને જે જે યુક્તિઓ જણાવે તે સર્વ ઉત્તમ પ્રકારે સમજી શકવાના સામર્થ્ય-વાળા તથા તેમણે બતાવેલાં પ્રમાણોના ને યુક્તિઓના બલાબલને

પૂરતી રીતે સમજી લઇ તેના ઉપર નિષ્પક્ષપાતપણે પૂરો વિચાર કરી શુદ્ધ નિર્ણય આપી શકવાના બુદ્ધિબલવાળા હોય, તે પુરુષ મધ્યસ્થ થવાને યોગ્ય ગણાય છે. વળી આવા મધ્યસ્થ પુરુષ જનસમૂહના કયા વર્ગમાંથી મેળવવા તે પણ નક્કી કરી શકાય તેમ નથી. વેદાદિશાસ્ત્રને પ્રમાણ નહિ માનનારા તથા જેમણે વેદાદિશાસ્ત્રોનો શ્રદ્ધાપૂર્વક વિધિવત્ અભ્યાસ કર્યો નથી, અને જેમને પોતપોતાના મતનું ન્યૂનાધિક અભિમાન છે એવા બૌદ્ધ, જૈન, ચાર્વાક, યાહુદી, ખ્રીસ્તી કે મુસલમાન એમાંનો કોઈ પણ મનુષ્ય આવા ગંભીરપ્રકારના વૈદિક વાદવિવાદમાં કોઇ પણ પ્રકારે મધ્યસ્થને સ્થાને બેસવાયોગ્ય નથી એ વાત દીવાજેવી સ્પષ્ટજ છે.

**શ્રીગૌ**તમ, **શ્રી**કણાદ, **શ્રી**કપિલ, **શ્રી**પતંજલિ ને **શ્રીજૈ**મિનિના મતમાંથી કોઇ યોગ્ય પુરુષને મધ્યસ્થ નીમવાનો નિશ્ચય કરવામાં આવે તો તેમ પણ બની શકે એમ જણાતું નથી, કેમકે વર્તમાનસમયમાં **શ્રીગૌ**તમ આદિના મતને પ્રમાણ માની તેને સર્વથા અનુસરનારા પુરુષો જોવામાં આવતા નથી. વળી તેઓ જીવનું બહુપણું, જગતનુ ને તેના કારણરૂપ પરમાણુનું કે પ્રકૃતિનું નિત્યપણું અને જીવોનો તથા ઇશ્વરનો ભેદ માનનારા હોવાથી પક્ષપાતી ગણાય, તેથી તેઓ મધ્યસ્થનું કામ કરવાને યોગ્ય ગણાય નહિ એ સર્વને સમજી શકાય એવી વાત છે.

વેદોને પરમપ્રમાણ માનનારા ને પોતાને વેદાંતી કહેવરાવનારા વિદ્વાન્ પુરુષોમાંથી પણ આ વિવાદમાં મધ્યસ્થનું કામ કરી શકે એવા વિદ્વાન્ મળી શકવાનો સંભવ જણાતો નથી, કેમકે તેમાંના કોઇ **શારીરકભાષ્ય**ને, કોઇ **શ્રીભાષ્ય**ને, કોઇ **માધ્વભાષ્ય**ને ( પૂર્ણપ્રજ્ઞ-ભાષ્યને ) અને કોઇ **અણુભાષ્યાદિ**ને પ્રમાણ માનનારા હોવા સંભવ છે, તેથી તેમાંના કેટલાક વિદ્વાનોને કેવલાદ્વૈત; કેટલાક વિદ્વાનોને

વિશિષ્ટાદ્વૈત, કેટલાક વિદ્વાનોને દ્વૈત અને કેટલાક વિદ્વાનોને શુદ્ધાદ્વૈત એજ **વ્યાસ**ભગવાનનો સિદ્ધાંત છે એમ સમજાવાથી તેમણે પરસ્પર વિરોધવાળી કોટિઓનો આગળથીજ આશ્રય કરેલો હોય છે, એટલે તેઓ તટસ્થ ન હોવાથી પક્ષપાતરહિત નિર્ણય કરી શકે એવી સ્થિતિમાં હોતા નથી, તેથી સર્વ વાદીઓ તેમને મધ્યસ્થતરીકે સ્વીકારે નહિ એ દેખીતુંજ છે. જ્યાં વાદીના તથા પ્રતિવાદીના શાસ્ત્રજ્ઞાનના ન્યૂનાધિકપણાનોજ માત્ર નિશ્ચય કરવાનો હોય ત્યાં ભલે તેમનું ઉપયોગીપણું સ્વીકારવામાં આવે, પણ જ્યાં પરમતત્ત્વના નિશ્ચયસુધી પ્રવૃત્તિ કરવી છે ત્યાં ( તે વિષયમાં ) તેઓ પોતપોતાની ગુરુપરંપરાવડે ઉપદેશાયેલો જે પોતાનો મત હોય તેનું ખંડન ન થવા દેવાનો તેમનો દુરાગ્રહ દૂર કરવો અશક્ય હોવાથી તેઓ આવા વિષયમાં મધ્યસ્થ થવાને યોગ્ય નજ ગણાય. આવા પ્રસંગમાં માત્ર વાદીના કે પ્રતિવાદીના શાસ્ત્રજ્ઞાનની દુર્બલતાનો નિશ્ચય કરી શકાય, પણ તેના માનેલા મતની દુર્બલતાનો પ્રામાણિક નિશ્ચય કરી શકાય નહિ.

જ્યારે એકલી શ્રુતિઓવડે કે સ્વતંત્ર યુક્તિઓવડે કે શ્રુતિઓને અનુસરનારી યુક્તિઓવડે કે વિદ્વાન્ મધ્યસ્થ પુરુષના સાહાય્યવડે કે આગળ જણાવેલા આચાર્યોનાં ભાષ્યોના અવલોકનવડે **શ્રીવ્યાસ**ભગવાનનો સિદ્ધાંત અમુકજ છે એવો નિશ્ચય કરી શકાતો નથી ત્યારે હવે **વ્યાસ**ભગવાનનો કેવો સિદ્ધાંત હોવો જોઇએ તે જાણવામાટે જિજ્ઞાસુએ કેવો પ્રયત્ન કરવો જોઇએ એ જાણવાની ઇચ્છા થાય તો તેના ઉત્તરમાં કહેવાય છે કે **સાંખ્ય**શાસ્ત્રાદિના કર્તા **શ્રીકપિલ**, **શ્રીકણાદ**, **શ્રીગૌતમ**, **શ્રીપતંજલિ** અને **શ્રીજૈમિનિ** આદિ મુનિઓએ પોતપોતાના ગ્રંથોમાં "જ્યાંસુધી બીજાના મતનું ખંડન ન કરાય ત્યાંસુધી પોતાનો મત સુસ્થિર થયો ન ગણાય" એ ન્યાયને અનુસરીને પોતપોતાના મતને સુસ્થિર કરવામાટે જ્યાં બીજાના મતોનું ખંડન કરેલું છે ત્યાં **શ્રી-**

કપિલાદિએ **શ્રીવ્યાસ**ભગવાનના સિદ્ધાંતરૂપ કેવલાદ્વૈતનેજ સ્વીકારીને તે સિદ્ધાંતનો અનુવાદ કરીને તે મતનું ખંડન કરવા પ્રયત્ન કર્યો છે, પણ વિશિષ્ટાદ્વૈતને, શુદ્ધાદ્વૈતને, દ્વૈતાદ્વૈતને કે દ્વૈતને **વ્યાસ**ભગવાનના સિદ્ધાંતરૂપ માની તેનું ખંડન કર્યું નથી, તેથી કેવલાદ્વૈતજ **શ્રીવ્યાસ**-ભગવાનનો સિદ્ધાંત છે એમ સ્પષ્ટ નિર્ણય થાય છે. જ્યાં સંશય હોય ત્યાં પ્રામાણિક સાક્ષીથી સત્યનો નિર્ણય કરી શકાય છે એમ **શ્રીગૌતમ**-મુનિ પોતાના ન્યાયશાસ્ત્રમાં "**विप्रतिपत्तौ साक्षिनिमित्ता सत्यव्यवस्था**" એ સૂત્રથી કહે છે, તેથી કેવલાદ્વૈતનું પ્રતિપાદન કરનાર **શ્રીસૂત**સંહિતાને અનુસરનારું **શ્રીશં**કરાચાર્યનું **શા**રીરકભાષ્યજ પ્રમાણ માનવાયોગ્ય છે, અને તેજ **શ્રીવ્યાસ**ભગવાનનો સિદ્ધાંત છે એમ નિશ્ચય થાય છે.

જીવબ્રહ્મના ભેદનું ને જીવબ્રહ્મના અભેદનું પ્રતિપાદન કરનારી શ્રુતિઓના વાસ્તવિક અર્થના સંબંધનો વિચાર કરવામાં જોકે **શ્રી**કપિલા-દિનું મધ્યસ્થપણું ન સંભવી શકે, તોપણ તેઓને **શ્રીવ્યા**સભગ-વાનના મતનો અનુવાદ કરી તેમના મતનું ખંડન કરીને પછી પોતાના મતનું સ્થાપન કરવાનું હોવાથી પ્રથમ **વ્યાસ**ભગવાનનો સિદ્ધાંત પૂર્વપક્ષરૂપે જાણવાની તેમને અગત્ય જણાયેલી હોવાથી તેઓના ( **શ્રીવ્યાસ**જીના ) સિદ્ધાંતમાં પોતાના પક્ષપણાનો આગ્રહ **શ્રીક**પિલાદિમાં નજ સંભવી શકે, તેથી **શ્રીવ્યાસ**ભગવાનના સિદ્ધાંત-નો વિચાર કરવામાં એ **શ્રીક**પિલાદિનું મધ્યસ્થપણું સંભવી શકે છે. જો કોઇ એમ કહે કે **શ્રીક**પિલાદિકે કરેલા **વ્યાસ**ભગવાનના સિદ્ધાંત-ના અનુવાદરૂપ યુક્તિના સામર્થ્યથી "આજ **વ્યાસ**ભગવાનનો સિદ્ધાંત છે" એવો નિશ્ચય થઇ શકતો હોય તો પછી બ્રહ્મસૂત્રોપરના ભાષ્યાદિ ગ્રંથોમાં કોઇ પણ મનુષ્યની પ્રવૃત્તિ નહિ થાય, એટલે તે નિરુપયોગી થશે, તો તેના સમાધાનમાં જણાવવાનું કે "**तं त्वौप-**

**निषदं पुरुषं पृच्छामि** " ( હે શાકલ્ય ! હું તો તને તે ઉપનિષદ્‌વડે પ્રતિપાદન કરાયેલા પુરુષનું સ્વરૂપ પૂછું છું, ) તથા " **नावेदविन्मनुते तं बृहन्तम्** " ( વેદને નહિ જાણનાર મનુષ્ય તે મહાન્‌ને-બ્રહ્મને-જાણવા સમર્થ થતો નથી, ) ઇત્યાદિ શ્રુતિઓવડે તાત્પર્યનો નિર્ણય કરનારાં ૭ લિંગોસહિત શ્રુતિઓના સામર્થ્યથીજ પરમતત્ત્વરૂપ બ્રહ્મનો નિશ્ચય જિજ્ઞાસુએ કરવો એવો અભિપ્રાય વ્યાસભગવાન્‌નો હોવાથી શ્રુતિઓના અર્થનો વિચાર કરતી વેળા જિજ્ઞાસુને ભાષ્યાદિ ગ્રંથોનું અવલોકન કરીને શ્રુતિએ પ્રતિપાદન કરેલા વિષયનો નિર્ણય કરવો પડે, એટલે તેવે પ્રસંગે **શ્રીશાંકરભાષ્ય**ને અવલંબીને તેનો નિર્ણય કરવો, કે **શ્રીરામાનુજાદિ**નાં ભાષ્યોને અવલંબીને તેનો નિર્ણય કરવો, એવો સંશય થાય, ત્યાં **શ્રીવ્યાસ**ભગવાન્‌ના સિદ્ધાંતના **શ્રીકપિલાદિકે** કરેલા અનુવાદથી બલવાળા ગણાયેલા **શ્રીશાંકરભાષ્ય**માં જણાવેલાં તાત્પર્યનો નિર્ણય કરનારાં ૭ લિંગોસહિત શ્રુતિના સામર્થ્યથીજ તેનો નિર્ણય કરવો ઉચિત છે તેથી બ્રહ્મસૂત્રોપરના ભાષ્યાદિ ગ્રંથોમાં જિજ્ઞાસુઓની પ્રવૃત્તિ થઇ સંભવે છે, એટલે ભાષ્યાદિ નિરુપયોગી નહિ થાય. [ અપૂર્ણ ]